परमात्मने नमः

# દન મીત્યાગીરી નાટક

## નાં ગાયનો.

સર્વ પાત્રો-(સ્તુતિ) ધનાશ્રી.

મેહેર કરો મુજ તાત, કૃપાળુ દેવા, મહેર કરો મુજ તાત. એ ટેક.
તારા અગણિત ગુણની આગે, અપરાધી ખરે ખાંત. કૃપાળુ.
કરૂણાનિધી હે કૃપા કરીને, આપોને સુખ શાન્ત. કૃપાળુ
કરતા હરતા આપ ઈશ્વર છો, વ્યાપક આપ એકાન્ત. કૃપાળુ
રક્ષ આપી મમ કાર્ય સુધારો, આપ આશરો ભલીભાત. કૃપાળુ
વિશ્વવ્યાપક કષ્ટ નિવારી, ભક્તિ સ્થાપ્ય હયાત. કૃપાળુ
ી ગાંઠ અવર મારગની, કાપી કઢો મારી લાત. કૃપાળુ
ધુ સેવક રતલાલ ઉગારો, ભાગો મનની ભ્રાંત. કૃપાળુ

• — બનજારો.

પ્રીયા પ્યારી આત્મારી, પામું સુખ સુરત જોઈ તારી—ટેક.
દની છે તુજ કાન્ત. દુઃખી પામે મહા સુખ શાન્તિ;
જાઉં હું તુજ પર વારી. પામું.
ત્યને કારણ કાજ, કાલ જવું કચેરી રાજ;
ં દીલમાં ધારી. પામું.
પ્યારા પુત્ર, કુળદીપક એ ઘર સુત્ર;
સુકોને પ્યારી. પામું.

સદર.

યો શીખ સારી, નહીં મુકું હું સત્ય વિસારી;
શયન પધારો, કરો આનંદ માંહે વધારો.
પશે ત્રીપુરારી. નહી.

જ  હવે આ સઘળું જાએ, કદી
છે સત્ય પ્રાણ આધારી.                    નહી.
નિદ્રાદેવી વશ પ્રીય પુત્ર, કેમ વિસરૂં એ ઘરસુત્ર;
પ્રેમે પધારો પલંગ પથારી.
(ચંદન મીથ્યાગીરી સુતા છે તેવામાં વિધાત્રા આવી.

**વિધાત્રા— રાગ. વરસાદ ચડયો વરસાદ ચડયો.**

ઉઠ ચંદનરાય ઉઠ ચંદરાય, નથી હાથ ઉપાય, ઉઠ ચંદનરાય—ટેક
કમનસીબ તું નકી થયો, બારમી પરોતી શનિશ્વર રાય. ઉઠ.
સુખસજ્યા નહી એહ તારી, ધારેલ કામ વિપરીત થાય. ઉઠ
સત્ય સખી દીલ શાન્ત કરી, સુખ સાધનનો શોધ ઉપાય. ઉઠ

**ચંદન—(મીથ્યાગીરીને) કલ્યાણ.**

પ્યારી મારી અહો, શાન્ત થઇ રહો; સત્યકેરે કારણે, દુઃખને સહો
માત વિધાત્રા સ્વપ્ને આવી, ભાવી ન મિથ્યા થાય;
સુખ દુઃખ સર્વ સહન કરોનો, થાશે સત્ય સહાય.
વિશ્વમાં વિખ્યાત પામી, સતી વીરમતી નાર;
સત્ય કારણ સર્વ વેઠો, રહો થઇ હુશીઆર.

**મિથ્યાગીરી— રાગ ભરથરીનો.**

સ્વામી મારા એ શું વદો, દુઃખ પડશે શું આપજી;
નાથ નિરંજનને નમું. દુઃખ હરીયો કાપજી.
સ્તુતિ કરૂં શનીરાયની.
જીવ શીવ સ્વરૂપ છે, સુખ દુઃખ શાનું હોયજી;
સસાર એક સર્વત્ર છે, સુખ દુઃખ મનને મનાય
સ્તુતિ કરૂં શનીરાયની.

**સાહેર, નિર— રાગ સદર.**

ધીરજ રાખો માત તાતજી, લખીઆ વિધીએ :

રાખ્યાંરે તે તો નહી રખ્યા, રહો મનમાં નિશંકજી;
સ્તુતિ કરૂં શનીરાયની.

**સાયર—નિર—** **ક્ષત્રી કલંક.**

નથી જોયાં શુરા કેરાં શુર, મારીને ચકચુર કરૂં રે;
નહી લોપે રાજપુત્ર નુર, મારીને
સામો આવ તુને દઉ હું મગન; મારીને
કર ઝાલીને ગજાવું ગગન, મારીને
ખેલતા મેદ રમ હું આજ. મારીને
પકડી ભલે હું ખોઉ મમ રાજ, મારીને
નહી રાજની ઇચ્છા લગાર, મારીને
રાજ ગાજ કરી મને તું ગમાર. મારીને

(ચંદન હારેછે તેથી મિસ્યાગિરી તથા સાયર નીરને લઇ નાશી જાયછે.)

**સાયર—નિર—** **દશા આ શી થઇ મારી**

સુણ માતું મમ પ્યારી, વિતી વેળા મહા દુઃખકારી; એ ટેક.

**સાખી.**

ખાતા પીતા પ્રીતથી, રમતા દહાડો રાત;
વારી વિના વન દિશે, ગાલે પડી ગઇ ભાત.
કાંટા વાગ્યા પગે ભારી, વિતી વેળા મહા દુઃખકારી;

**ચંદન—**પુત્ર પ્યારા પ્રીતથી, રાખો હઇડે હામ;
આખર સત્ય ટેકથી, પામુછું સત્ય વિરામ;
આશો પ્યારા મમતાઇ, આફ્રત પડે ન સુખ ક્યાંઇ;

**સાયર—**પીતા પ્રીત લડાવતા, માગ્યું મુખ વચન;
રખડે છે આવન વિશે, તેના તે રતન.
સુણ માતું મમ પ્યારી, વિતી વેળા મહા દુઃખકારી;

રામસિંહ— રાગ લાવણી.

સુણુ વાત ચંદન મુંજ ભાઇ, ચિન્તા નવ કરશો
છે આપ તણું આ રાજ, હૃદયમાં ધરશો.—ટેક
પડ્યું દુઃખ આજ અમાપ, તમારે ભાઇ;
રહો સુખે માહરે ઘેર, થઉ સુખદાઇ; સુણુ.
આવ્યા પુત્ર તમારા બાગ, માહરે જ્યારે;
પુછી વાત થયો બાકેપ, બોલાવ્યા ત્યારે. સુણુ.
મુજ તન ભેળા તમ તન, રમે ભલી ભાત;
આ ઉઘડ્યું મારું ભાગ્ય, થયો રળીયાત. સુણુ.

શનિશ્વર— બ્રહ્મમાં સુત હું એ રાગ.

શનિશ્વર મુજ નામ કહાવું, જલદી તેને હું બહાર કઢાવું —ટેક
સુખ ચંદન શું ! મિલ્યાગીરીને, સાયર નીરને તોબા બલાવું; શની.
એક પ્રપંચ તો એવો રચું જે, મહા દુઃખ દરીઆ માંહે પડાવું. શની.
રાજસિંહનો એકજ પુત્ર, મુકી બદલે બીજને મરાવું; શની.
તેથી રાજા મહા ક્રોધે ચડીને, કાકે બહાર મુજ નામ સોહાવું. શની.

કેસરીસિંહ— ગીતિ.

સુણુ મિત્ર મુજ ભાઇ, રમત આજે બાજી અહીં કરીએ
છો મુજ પ્રાણથી પ્યારા, ખેલે ખેલી દીલ શાંતિ ધરીએ.

સાયર—ભલે કરીએ ભાઇ, ચોપાટ રમવા મન મારૂં થાએ;
મરજી તારી હોએ, કરૂં તૈયારી આજે હું આંએ.

નિર—ગુરજી મુજ મનમાં, જો પુછો તો કહું ખરા મનથી;
પછી તમારી મરજી, છે પ્યારી એ મને ખરા તનથી.

(બાજી રમતા કેશરીસીંહને આકસ્માત ચાસકો આવવાથી મર્ણ પામે છે તેથી સાયર નિર ભયભીત થઇને રૂદન કરે છે.)

કામ કીરતારનું કરવું પડે છે, દોશ મારો ન લગાર;
અવર પુરૂષ જે વાત સુણે, તેને અંગે જરે અંગાર. માર.

ચંદન— રાગ સૈયર દુઃખ શું દાખવું.

પ્યારી ચિન્તા નવ દીલ ધરો, થશે ભાવી થનાર;
શનીશ્વરરાય કેડે પડયો, દુઃખનો નહી પાર. પ્યારી.

મિલ્યા—સ્વામી મારા તમે સાંભળો, ચિન્તા પુત્રની થાય;
બાળ કોમળ કર માત્ર છે, થશે તેનું શું હાય. સ્વામી.

સાયર } માતપિતા તમે અમ તણી, ચિન્તા કરશો ન મન;
નિર. } વિધી અંક વેઠવા પડે, કરો કોટી યતન. માત.

ચંદન—બેટા સાયર શાબાશ છે, શાબાશ નીર આવાર;
તમને જો છાતી ઠરે, પુત્ર રતન સંસાર. બેટા.

મિલ્યાગીરી—રાગ પ્યારી સુણ તું ભજન મોરી પ્યારી

સ્વામીનાથ સુણો મમ પ્યારા, (૨)
નદી કીનારો કઠણ આવ્યો આ, કેમ જઈશું પેલી પાર.—સ્વામી
પુત્ર પ્યારા દુઃખીઆ જોઈને, આવે આંસુની ધાર.—સ્વામી

ચંદન— રાગ સદર

પ્રાણ પ્યારી સુણો, મમ પ્યારી, (૨)
ધીરજ રાખી બેસો મનમાં, ચિન્તાને નિવારો,—પ્રાણ;
પ્યારા પુત્રને મુકી આવું, રહો ધીરજ દીલધારી – પ્રાણ.
પછી જઈશું આપણ બે સાથે સહાય થશે ત્રીપુરારી–પ્રાણ.
અકળામણમાં અંધ બનીને, જવું ન હીમત હારી.—પ્રાણ.

સાયર નિર— ગીત.

બાપુ લાગે બહુ બીક, બીક મારે છે પાણી સરીતા માંહી;
જલ્દી ઉતારો પાર, દુખ માંહે નહી સુખ મળે ક્યાંહી.

દયાગીરી— લલીત.

અરર નાથ ઓ, કયાં ગયા તમે, મરણુ સહાય થા, આવી આ સમે;
કહી ગયા તમે, સ્વામીનાથરે, જલ્દી આવુછું, પુત્ર સાથરે.
પ્યારા નાથજી, નથી હું પેખતી, અંધારી રાતમાં, નથી હું દેખતી;
અરર હાય ઓ, શી ગતી થશે, પતી વિજોગથી, જીવ તો જશે.
પુત્ર પ્યારડા, કયાં રહ્યા તમે, માતુ કહીને, આવો આ સમે;
અરર ઇશ ઓ, જગત નાથરે, અબળ જાતીને. ઝાલો હાથરે.
શય શાની તુને, કરૂ હું વિનતી, પુત્ર સાથરે, મેળવો પતી;
થઇ અભાગીણી, દુઃખની ભરી, પતી વીજોગથી, જાઉં છું મરી.
તન મારા તમે, કયાં ગયા હશો, અરધ રાત્રીએ, કયાં તમે જશો;
દીન દયાળ તું, ક્રૂર કાં થયો, સત્ય સાક્ષીરૂપ, ભાગી કયાં ગયો.

લાખો— ગીતી.

કેમ રૂવે તું બાઇ, અરધી રાત્રે અઘોર જંગલ માંહી;
હેવાલ તારો કેને, નામ ઠામ તારૂં ગામ આવ્યું કયાંહી.

દયાગીરી— રાગ ભરથરીનો.

વાત વીરા તમે સાંભળો, કહું તમને આજજી;
ચંદનરાયની રાણી હું, ગયું માહરૂં રાજજી.
વાત સુણો વીરા માહરી. ટેક.
પુત્ર પ્યારાને મુકવા, સ્વામી ગયા સામે તીરજી;
પાછા તેનો નહી મળ્યા, પડતા દીઠા મેં નીરજી.
વાત સુણો વીરા માહરી.
અબળા જાત હું એકલી, કરવો શોરે ઉપાયજી;
રાત અંધારી બીહામણી, રસ્તો કેમ કપાયજી.
વાત વીરા તમે સાંભળો.

લાખો-ચીંતા એની નહી કરો, દુઃખ દીલડાનું કપજી;
ખાઓ પીઓને સુખે રહો, ઇશ્વર ભક્તિમાં આપજી.
સ્વામી મજેરે શીખાવજો.
મચ્છીમાર— રાગ થાઓ તમે તૈયાર પદમણી.
જાળ ખેચો હુશીયાર તમારી, જલ્દી બહાર કાઢો. ટેક.
તાણુ કરે છે જાળ તમારી, જોર કરો સાથે;
મચ્છ મોટું અંદર આવ્યું, દયા કરી નાથે. જાળ૦
મચ્છીમાર—ભાગો ભાગો ભુત દીસે છે, જુઓ મચ્છ માંહે;
હાય ઉભો શું પાસે આવી, જવું હવે ક્યાંહે. જાળ૦
ચંદન— રાગ માલીની છંદ.
નથી નથી ભુત ભાગો, રાય ચંદન ભાઇ;
મચ્છીમાર-વાહ વાહ શું બોલો, આવ્યા મચ્છમાંહી.
ચંદન— નદી પૂર ઉતરતાં, ગળ્યો મચ્છે ધાઇ;
મચ્છીમાર-સુખે પધારો મમ ઘરે.................
ચંદન...........................બેસો આવું છું નાઇ.
શનીદેવ— રાગ. સુતો મારવાડનો બનાયો.
હું તો પરમાત્માનો દાસ, આવ્યો ચંદન રાજા પાસ ટેક.
રાજાજીને મચ્છે ગળીઓ, મળીઓ મચ્છીમાર;
સામે કાંઠે સતી દુખમાં, લઇ ગયો લાખો નાર. હું તો.
સાયર નીરને જુદા પાડું, કરૂં કાંઇક ઉપાય;
ચારે જણ જુદા પડે તો, પછી બેસું લંપાય. હું તો.
નીર— રાગ. પડે ન મુજને ચેન પ્યારી પાખે.
જશે જીવ આવાર વાર પાણી વીના જશે જીવ આવાર. ટેક.
પાણી વીના હું પલપલ તલખું, મળું મુજ સુહાય કાય; પાણી.

...રશે જીવડો જાય જાય. પાણી.

l, તજું હું પ્યારા પ્રાણ.પ્રાણ. પાણી.

તો, બચાવું મુજ જાન, જાન પાણી.

તું, બંધુ થા તૈયાર, યાર. પાણી.

**...ધીર હમારે ઇદના.**

લાવું, બેશ તું જરી,

. માંહે, શાન્ત તું ઠરી. ટેક.

...ન માંહી, શોધ સઘ કરી;

. સહન કરો, નહીં જશો મરં, બંધુ.

...દેશ શોભાવતાં તે, કર્મ ગયું ફરી;

...ાય હવે શું થશે, ઓ હરી હરી. બંધુ.

સત્ય રાખો દીલ માંહે, દુઃખ જશો તરી;

સંકટ વખતે સહાય થશે, સમરો શ્રી હરી. બંધુ.

નીર— **રાગ રામગ્રી.**

હાય હવે હું શું કરૂં, કરડયો ઝેરી આ સાપ;

દીનદયાળ દયા ધરી, ઉગારો હવે આપ. હાય ટેક

બંધુ ગયો પાણી શોધવા, કરવો શોરે ઉપાય;

ચકર આવે છે શરીરમાં, છાતી મારી દબાય. હાય.

માત પીતાનો જુદા થયા, જુદો થયો મુજ ભાઇ;

ધર્મધ્યાન ધરતા થકા, થયો હું દુઃખદાઇ. હાય.

માત પીતાજી પ્રણામ છે, પ્રણામ તુજને ભ્રાત;

સુખે સીધાવું કૈલાસમાં, મળ્યું સુખ ન શાન્ત. હાય.

સાધર— **મુજ તાત કૃપાળુ.**

**મુજ ભાઇ દયાળુ, મુકી ગયો શું કૈલાસમાં. ટેક.**

ઝેર ચડયું છે ચોદશ અંગ.
અતી દુખીઓ મુજને કરતાં, દ
બાપ તમારો સ્નેહ સંભારી, પા.
માત પીતાનો પતો મળે નહી, દુ
સ્નેહ સંભારી રહેતો સુખમાં, દુ
હાય અભાગી રહ્યો એકલો, ધારી
વીલાપ કરે નહી મળે વીરલો, કરૂ
શોધ કરીને જલ્દી લાવું, ધીક મુને વ

નીર— યોવન ખીલ્યું આવ્યા રસપાન

જીવીતદાન આપ્યું શું મહારાજ તમે, ગરી.
દંડવત શાન્ત સમે, હર્ષ દીલમાં રમે. જીવ..
દયાળુ મારી દીધોને મહારાજ મુની,
ખરો આભારી આજ હું તમારો ખુની;
દુઃખ દીલને દમે, થયો ભાગ્ય કમે. જીવીત.
મહાવને પધાર્યા પ્રભુ પાસ મારી,
ભાત તત વીનાનો હું જીવીત હારી;
માત મારી ખમે, જુદા ચારે સમે. જીવીત.

જોગી— રાગ ગીતિ.

ફીકર બચ્ચા નહી કરના, સુખ રાશી હોગઈ હે તેરી;
મીલેગા કુટુંબ તેરા, આશીશ એસી દેતા હું મેરી.

સાગર— રાગ ભુજંગી.

અરે આ સમે ક્યાં ગયો બંધુ મારો,
દઈ દુઃખને ક્યાં થયો એહ ન્યારો;
રહ્યા એકલો આપ હુ તો અભાગી,

કહો તેહમાં સુખ ક્યાંથી સુભાગી,

દોહો

ક્યાં ચંદન ક્યાં મિલ્યાગીરી, ક્યાં સાહેર ક્યાં નીર;
જેમ જેમ આવત આવતી, ભોગવત એહ શરીર.

શનિશ્વર— સોપાળી કલ્યાણ દાદરો

બસ કરી પુરી કમબખ્તી, સાયર નીરને જૂદા પાડી;
મચ્છીને ઘેર ચંદન રાજા, મીલ્યાગીરી વણઝારે જાડી.
સાયર સોંપ્યો વણીકને ત્યાં, સર્પ ડંશથી નીર દુઃખકારી;
હવે પનોતી ઉતરી મારી, આપી મદદ કરૂં સુખકારી.

સાયર— સોરઠ જીલ્લા ત્રતાળ

મુગટ ગણી રાજાજી, અશ્વ તમારો ખેલુ રે;
ભાર થયા પછી જે પાડે, માથું મારૂં મેલુ રે.
લગામ સોંપો આપ રાજાજી, વચન પળો તમારારે;
સોંપો સોંપો સોંપોને રાજાજી, હર્ષથી આનંદ આજ મનમારારે-મુગટ

રાજા— ગીતિ.

સચીવ ચીત વિચારી, પુત્રી બોલાવો જલ્દી મંડપ માંડો;
કન્યાદાન દઉ પ્રીતે, મેળાપ કરાવું શુરવીરને હું આંહી.

સચીવ— સદર

ભલે બોલાવું પ્યારા, રાજન કુંવરીબાને પ્રીતેથી;
સફળ કરો જન્મારો, આપી કન્યાદાન આપ હેતેથી,

વિજયસિંહ— બનઝારો

પ્યારા પ્રધાન સુણ આનારી, દીએ પીડા શરીરને ભારી.—ટેક
ઘણા વેદ બોલાવી લાવ્યા, કંઇક હકીમ થઇ આવ્યા
એકે ફાવી નહીં કાર્યકારી. દીએ.
હવે કરવો શો ઉપાય, કેમ કરૂં તો દુઃખ કપાય,

આપું રાજ અરધ આવારી. દીએ
આપું પ્યારી પુત્રીને તેને રાખું, પુત્ર ગણીને એને.
કરો ઇલાજ તમે આવારી, દીએ.
પ્રધાન—મહારાજ વિજયસિંહ આપ. જાણું દુઃખ પડયુ છે અમાપ.
કરું ઇલાજ જટ આવાર, દીએ.

ચોપદાર— ક્ષત્રી કલંક

સુણો વિજયસિંહ મહારાજ, દરવાજે વેદરાજ આવ્યારે
કહોતો બોલાવી લાવું આજ; દરવાજે૦
દેખાતા દીસે છે પ્રખ્યાત, દરવાજે૦
હાંતો ધન્ન આવ્યા સાક્ષાત. દરવાજે૦
નાની પેટી પાસે છે એક, દરવાજે૦
રોગ નીવારણ થશે રાખો ટેક; દરવાજે૦
મહારાજ આપો હુકમ લગાર, દરવાજે૦
લાવું બોલાવી તેને આવાર. દરવાજે૦

નીર— રાગ પીલુનો ગરબો.

મહારાજ આપ ચીન્તા નવ કરીએ;
શાન્ત થયું દીલમાં નવ ડરીએ. ટેક
ઔષધ લાવ્યો અતી સુખકારી;
સુખ થયું છે હ્યો દીલધારી. મહારાજ.
અલૌકીક ઔષધ હાથમાં આવ્યું;
દુઃખ નિવારીને સુખકું લાવ્યું. મહારાજ'

વિજયસીંહ— રાગ લાવણી.

સુણ સખીર કહું આજ, ધ્યાનમાં ધરજો;

રૂડી રૈયતની પુરની માય, હર્ષથી કરજો;
કરો રૈયત લોકને જાણ, આણુ તો વગ્તે,
આપું કન્યા મારી આજ, બધાઓ સરને.
વળી આપું કંઈક ઇનામ, ધામ જઇ મારે;
કરૂં એટલું જ્યારે કામ, પામું સુખ ત્યારે.

સાગર— શ્લોક.

देशे देशे कलत्राणी, देशे देशे च बांधवाः
तं देशं न पश्यामी, यत्र भ्राता सहोदरं.

— છપય છંદ.

ઓ સાગર મુજ ભાઈ, ભલે આવ્યા આંહી;
દુખી રળીયાત, હતા આપજ ક્યાંહી.
હવે રહો સુખે દીનરાત, બંધુ મમ પ્યારા;
ના રાખો મન ઉચાટ, થવું નહી ન્યારા.
માત પીતાની શોધમાં, નીશદીન પ્રયત્ન કર્યા કરો;
મળીઆ બંને ભ્રાતતો, સુખ શાન્તિ દીલમાં ધરો.

શીહ્યાગીરી—(સ્તુતી) રઘુપતી રામ રૂદેમાં રહેજ્યોરે.

નમુ ત્રીપુરારી માતા અમારીરે, દીન જાણીને દીઓ ઉગારી. નમુ. ટેક
મુમ સ્વામી ચંદનને લાવોરે, પુત્ર સાયર નીર દેખાવોરે;
લઉ દુઃખમાં સુખનો લ્હાવો. નમું॰
ચંદનાવલી નગરી પ્યારીરે, કરી રૈયતને છેક નારીરે;
બેઠા સત્ત મહા દુઃખકારી. નમું॰
હે સદગુણી પુત્ર પ્યારારે, આપો સ્વામીનાથને મારારે;
સ પડું નીત તારા. નમું॰

સાયર—નર        રાગ. દેખી તેરી વફાદારી.

ન ગભરા માતુ મા—રી, અમે થયા સુખકારી  ટેક.

સ્તુતી કરતાં રામ સુણીયો,..........................

સાયર—..........................ઓળખીયો મેં સાદ;

નીર—લાવીને મનનાં યાદ,..................................

સાયર.........................., દયાળે દાદ.............

નીર—..............................................ત્રીપુરારી,

સાયર—..............................................અમે.

ચંદન—        રાગ. વેલા ઉઘાડો દ્વાર.

દયા કરોને નાથ, દીનાનાથ દીલ ધરોને;

રાય ચંદન પડે છે પાય, દીનાનાથ  ટેક.

સાખી

મોર—કયાં ચંદન કયાં મીલ્યાગીરી, કયાં સાહેર કયાં નીર;

ચંદન જેમ જેમ પડે વીપતડી, ભોગવત તેનું તે શરીર. દી૦

સાયર નીર બે પુત્રને, ખોઇ મીલ્યાગીરી નાર;

ચંદનપુરમાં શોભતાં, આજ દુઃખી હું અપરંપાર. દીનાનાથ.

તડકો લાગે જેઠનો, કાંટા વાગે પાય;

પુત્ર પ્યારા શું કરે, મીલ્યાગીરી કહોને કયાંય.  દીનાનાથ.

રાગમોર—        કહોતો રાજાજી.

ચંદનરાય આપ પધારો, આનંદ માંહે કરોને વધારો.    ટેક.

સાયર નીર બે રાજ્ય ભોગવે. ફરતાં ફરતાં આવ્યો આરો. ચંદન.

માતા મમ મીલ્યાગીરી મળીઆં, ટળી દુઃખજી જાત સુધારો. ચંદન.

ચંદન—        ગીતિ.

રાજ્ય રૂષી પાય લાગુ, સમાચાર આ ઉતમ તમે આવ્યા;

અભાગી હતો હું આજે, થયો સુભાગી સમાચાર તમે લ

—નીર. ધીક ધીક ગીરનાર હો.

ધન્ય ધન્ય દહાડો આજનો, ધન્ય ઘડી સુખવાર;
પ્રણામ પ્યારા પીતાશ્રીને, પ્રણામે માત આચાર.
પ્રણામ પ્યારા દાસને, પ્રણામ જ્ઞાની સુખકાર;
પ્રણામ પ્યારા પીતાશ્રીને, પ્રણામ વાર હજાર.
પ્રણામ પૃથ્વી માતને, પ્રણામ વિજય અપાર;
પ્રણામ પ્યારા પીતાશ્રીને, પ્રણામ વાર હજાર.
પ્રણામ સર્વે સભાજનો, પ્રણામ ચંદનપુર સાર.
પ્રણામ પ્યારા પીતાશ્રીને, પ્રણામ વાર હજાર.

૬૨— રાગ. તલવાર વતી હું.

શત્રુનું શીશ ઉડાવો, ચક્કર ફરે જેમ ચરરરર;
ભાલા તીર ચલાવો, સમશેર લઇને સરરરર.
ગડદમથી જલ્દી ઘેરો, ફરો ફેરમાં ફરરરર;
રાજ્ય ચંદનપૂર ઉમેરો, શતરૂ ઘેરો ઘરરરર.
શીયાળ સૈન્યમાં સીંહ પડે જેમ, તેમ ભગાડો ભરરરર;
તોપ તણા ત્યાં માર ચલાવો, કરતા ભાગે અરરરર.

બ્રાહ્મણ— ત્રોટક.

જય ચંદનપુર તણા નૃપતી, કરૂં વંદન ચંદનરાય અતી;
છે ભાગ્ય અતી પુણ્યશાળી ઘણા, ટાળ્યા દુઃખ તમે ઘણા જનતણા
સાયર નીર પવીત્ર બે તન, ચંદનપુરમાં એહ રતન;
હું દાસ તમારો ગરીબનીવાજ, દાન આપી કરો સુખીયો મહારાજ,

વારાંગના— રાગ. કાલી બાદલીયાંસે કેરાલીના.

પ્યારી પુતલીયાંસે મેરા સુંદર દેખો સીયા;
ઝમઝુમ ઝાંઝર, જમકે, ઠમકે, ચટક મટક પ્યારી પ્રેમ દઇરે;

સુંદર છારા, તેરા મુખ સુખાકારા, મેરા મન દીલદારા. લ.

**સર્વ પાત્રો—** **ધનાશ્રી.**

મનમાં પામો સુખ, સજન સહુ મનમાં પામો સુખ. ટેક.
હેત વધારો આનંદ રાખો, વામો સઘળા દુઃખ. સજન.
તાપ ત્રીવીધી ટાળ્યાં ત્રીભૂવન, સાયર તીર સત સુખ. સજન.
રમણ સત્યનું મીલ્યાગીરીને, ધન્ય જનેતા કુખ. સજન.
તીક્ષણ બુદ્ધિએ ચંદનરાજા, પુત્ર ગણ્યા એ પ્રમુખ. સજન.
લાજ ત્રીભુવન હાથમાં તારા, મારા કાઢો દુઃખ; સજન.
લક્ષમણ વીર રામચંદ્રજી, ભગની ભાગો ભૂખ. સજન.
વીરમતી તારામતી રાણી, સત્યથી પામ્યા સુખ. સ૦
ઠરાવ્યા રસ્તા સ્વર્ગ નર્કના, સ્વર્ગે વામે દુઃખ; સ૦
લઘુ ગ્રંથ આ આજ બનાવ્યો, મતી મારી ટુંક. સજ૦
દાસ રતિલાલ વિનતી કરે છે, કકલ કહે સ્વમુખ; સજન.
સદા સેવો શંભુ પ્યારા, પામો કૈલાસ સુખ. સજન.



